# विवाहविधि.

## MARRIAGE RITUAL.

# विवाहविधि.

# MARRIAGE RITUAL.

BY

RAMANBHAI MAHIPATRAM NILKANTH. B. A.

નિરૂપણ કરનાર

રમણભાઈ મહીપતરામ નીલકંઠ. બી. એ.

અમદાવાદ.

યુનૈટેડ પ્રિન્ટિંગ એન્ડ જનરલ એજન્સી પ્રેસ.



ઈ૦ સ૦ ૧૮૮૯. સંવત ૧૯૪૫.

DEDICATED

TO

**Mrs. ASTON**

PRESIDENT OE THE GUJARAT BRANCH

OF THE

NATIONAL INDIAN ASSOCIATION

WITH THE COMPILER'S RESPECTS.

---

મીસીસ. એસ્ટન

પ્રેસિડંટ

નેશનલ ઇન્ડિયન એસોશીએશન.

ગુજરાત પ્રાન્ત,

એમને

આ પુસ્તક નિરૂપણ કરનારે

માનપૂર્વક અર્પણ કર્યું છે.

# પ્રસ્તાવના.

આ લઘુ પુસ્તકમાં ગુજરાતના વડનગરા નાગર બ્રાહ્મણોમાં ચાલતો વિવાહવિધિ આપ્યો છે. મૂળ ગૃહ્યસૂત્ર નામના વેદના અંગપરથી આ પદ્ધતિના સર્વ પ્રયોગ થયાછે. દેશના આચારને લીધે એમાં કેટલીક ક્રિયાઓનો ઉમેરો થયોછે. સૂત્રકાર ઋષિઓના સમયમાં લગ્ન કેવી દૃષ્ટિથી જોવાતાં અને તે પ્રસંગે કેવી પ્રતિજ્ઞાઓ અપાતી તે બતાવવું એ આ પુસ્તક પ્રસિદ્ધ કરવાનો મુખ્ય હેતુ હોવાથી આચારની સર્વ સૂચનાઓ અહિં મૂકી દીધી છે. આચારની સૂચનાઓમાં મંત્ર કે શ્લોક ભણવાનું નથી તેથી તેમાં ઘણું મહત્ત્વ નથી.

આ પુસ્તક રચવામાં ત્રણ ગ્રન્થોની મદદ લીધી છે: વિવાહપદ્ધતિની સુરતથી મળેલી બે પ્રતો અને સંસ્કાર પદ્ધતિ નામે એક જૂનાગઢમાં પ્રસિદ્ધ થયેલું પુસ્તક. આ ત્રણમાં ઝાઝો ફેર નથી. જૂનાગઢવાળા પુસ્તકમાં સ્વસ્તિવાચનના કેટલાક મંત્ર ને શ્લોક વધારેછે, તે અહિં દાખલ કર્યા નથી. વળી એ પુસ્તકમાં આચારની સૂચનાઓ આપેલીછે. સુરતની પ્રતોમાં તે નથી. જ્યાં કોઈ ઠેકાણે વેદના મંત્રમાં અશુદ્ધિ હતી તે મેક્સમ્યુલરે પ્રસિદ્ધ કરેલા ઋગ્વેદને આધારે સુધારી છે.

મુંબાઈમાં નિકળતા જ્ઞાનદીપ નામના મરાઠી ચોપાનીઆમાં આપેલા વિવાહવિધિનો પણ ઉપયોગ કર્યો છે.

સ્વસ્ત્યયનના શ્લોક મૂળ સૂત્રમાંના નહિ પણ પછીથી ઉમેરાયલા છે, અને તે કેવળ લગ્નને નહિ પણ સર્વ વિધિને પ્રસંગે બોલાય છે.

હાલ આ સર્વ મંત્ર અને શ્લોક સમજ્યાવગર ઝડપથી ભણાયછે તેથી લગ્નની પ્રતિજ્ઞાઓનું મહત્ત્વ કોઈના ધ્યાનમાં આવતું નથી. વિવાહવિધિની આ નિરર્થકતા દૂર કરવાના હેતુથી સર્વના અર્થ પણ સાથે આપ્યાછે. ક્રિયાની સૂચનાઓ ભાષાન્તર કરી ગુજરાતીમાંજ આપીછે. ભણવાના મંત્ર અને શ્લોક મૂળ અને ભાષાન્તર બન્નેમાં આપ્યા છે. વેદના મંત્રોના અર્થ સાયણાચાર્યના ભાષ્યને આધારે કર્યા છે.

વરે આપવાની પ્રતિજ્ઞા પરથી જ્યાં જ્યાં પતિ પત્નીના સંબંધ વિશે અગત્યનું અનુમાન નિકળે એવું છે ત્યાં ત્યાં તે બતાવ્યું છે. બે અંશનું વિવેચન અહિં કરવું વધારે યોગ્ય છે.

વરને મધુપર્કથી આવકાર આપવાનો સંકલ્પ લેતાં કન્યાનો પિતા "કન્યા સારૂ આવેલા આ સ્નાતક વરની પૂજા કરીશ" એમ કહેછે. આનો

અર્થ વધારે સ્પષ્ટ કરવો જરૂરનો છે. બ્રહ્મચારીના બે વર્ગ ઉપકુર્વાણ. બ્રહ્મચર્યનો કાળ પૂરો થયા પછી જે હમ્મેશ ગુરૂને ઘર રહે ને બ્રહ્મચર્ય પાળે તે નૈષ્ઠિક બ્રહ્મચારી. વેદાદિનો અભ્યાસ પૂરો કરી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવા પોતાને ઘેર પાછો આવે તે ઉપકુર્વાણ બ્રહ્મચારી. પોતાને ઘેર જવા નિકળ્યા પ્હેલાં ઉપકુર્વાણ બ્રહ્મચારી ગુરૂને ઘેર સ્નાન વગેરેની ક્રિયા કરે ત્યારે તે સ્નાતક કહેવાય. કન્યાના લગ્ન વખતે પિતા स्नातक વરને કન્યા આપવાનો સંકલ્પ કરેછે. પણ કેટલા પોતાની પુત્રી स्नातक વરને આપેછે? અભ્યાસનો વખત પૂરો થયા પછી લગ્ન કરવાનો જૂનો ચાલ ન પાળવો ત્યારે તેમ કરવાની ખોટી પ્રતિજ્ઞા લેવાની શી જરૂર?

બીજું ધ્યાનમાં લેવા જોગ એ છે કે કન્યા સારૂ આવેલા વરને આવકાર આપી કન્યા દાતા તેની પૂજા કરેછે, તેને પોતાની કન્યાનું દાન કરેછે અને તે પછી વર વધૂ સાથે હોમ કરેછે, એ સર્વ વિધિમાં વરના પિતાને કંઇ પણ ભાગ લેવાનો નથી. આપરથી સહજ અનુમાન નિકળેછે કે સૂત્રકાર ઋષિઓના સમયમાં લગ્ન એવડી ઊમરે થતાં કે સઘળી વ્યવસ્થા જાતેજ કરવાને વર સમર્થ હોય.

આ ઉપરથી સિદ્ધ થાયછે કે જેમના વખતના વિધિ પ્રમાણે હાલ લગ્ન થાય છે તેઓ બાળપણે લગ્ન કરતા નહોતા. પાણિગ્રહણ કરી વર કહેછે કે આ સર્વ પ્રેમની કૃતિછે, તે આ અનુમાનને પુષ્ટિ આપે છે. 'કામ! આ સહુ તારૂંછે' એ વચન બાળકને બોલવાનું છે, એમ કોણ કહેશે? પત્નીસાથેના સંબંધની સપ્તપદીમાંની અને બીજી ગંભીર પ્રતિજ્ઞાઓ નાના બાળક પાસે લેવડાવવી એ નિર્દયતા આચરતાં દરેક વિચારવંત મનુષ્યે સંકોચ પામવું જોઇએ. હાલતો, કન્યાદાતાની અને વરની સઘળી પ્રતિજ્ઞાઓ અને સંકલ્પે ગોરજ કરેછે અને અર્થ ન સમજવાને લીધે બધું ઝપાટાબંધ બોલી જાયછે, તેથી જ્યાં ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરતાં તેના ગૌરવનું ભાન થવું જોઇએ, ત્યાં માત્ર નિરર્થક દમ્ભપર હાસ્ય ઉપજેછે. અર્થ સમજ્યા વિના કરેલા વિધિનું પ્રયોજન કશું નથી.

આ પુસ્તકમાં વિવાહવિધિ આપ્યો છે તે ઋગ્વેદીનો છે. યજુર્વેદીના વિધિમાં ઝાઝો ફેર નથી. એ પદ્ધતિમાં કન્યાદાનમાં संप्रदान ને બદલે संप्रतिपादन છે અને દાતાને नमम કહેવાનું નથી. અશ્મારોહણ એકજવાર અને તે પાણિગ્રહણની પ્હેલાં છે.

લગ્નનાજ દિવસનો વિધિ વિશેષ વિચારનો વિષય છે અને તેજ અહિં આપ્યો છે.

